વર્ષ : ૪ ] નવચેતન પ્રકાશન : પુસ્તક : ૬

• આપણી બાળગ્રંથમાળા •

# દહીં વડાં

: લેખક :

હિમ્મતલાલ મર્થક

• નવચેતન સાહિત્યમંદિર •

સ્થળ : ૨૪૫૬ ભદ્ર : અમદાવાદ

પ્રકાશક
પુરુષોત્તમ પારેખ
નટવરલાલ વોરા
નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬ : ભદ્ર
અમદાવાદ



કિંમત
૦-૬-૦

મુદ્રક
કેશવલાલ સાંકળચંદ શાહ
ધી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ
સલાપોસ ક્રોસરોડ–અમદાવાદ

# અનુક્રમ


૧ શંકરની છીપલી.........૫

૨ આ તે કાંઈ ગામ!.........૧૩

૩ બગલો અને હંસ.........૨૪

૪ બધું પૂછીને કરજો.........૨૯

૫ ગધેડો રાજા...............૩૫

૬ પંડિતજીની જનોઈ.........૪૦

૭ દાઢીવાળો બકરો.........૪૪

૮ એકજ કુટુંબ............૪૭

૯ નવાબી ન્યાય............૫૨

૧૦ રસ્તા વચ્ચે ગધેડો.........૫૩

# શંકરની છીપલી



એક હતો બ્રાહ્મણ. ખૂબ ગરીબ. બિચારો ત્રણ ગામનો લોટ માગે ત્યારેજ માંડ બૈરી છોકરાંનું પૂરું થાય.

હાથમાં લોટની તાંબડી લઈને બ્રાહ્મણ દરરોજ એક ગામથી બીજે ગામ જતો. વચ્ચે એક નદી આવતી ત્યાં નહાતો. કાંઠે શંકરનું મંદિર હતું ત્યાં દર્શન કરતો. શંકરના દર્શન કરતી વખતે એના મનમાં થઈ જતું: "આ શંકર કાંઈક એવી જડીબુટ્ટી કે ઈલમ આપી દે તો હું કેવો ન્યાલ થઈ જાઉં?"

પણ શંકર શું આપે? દેવ તો બધા નિયમથી બંધાયેલા છે. દુનિયાના નિયમ પ્રમાણે જેમ થતું હોય તેમ થાય.

એક દિવસ બપોરે લોટ માગી આવીને બ્રાહ્મણ થાકયો પાકયો પડયો હતો. આગલે દિવસે અગીઆરશ હતી એટલે સીધાં ઠીક મળ્યા હતાં! લોકોયે કેવા છે? અગીઆરશને દિવસે પોતે ઉપવાસ કરેને બ્રાહ્મણને જમવા સીધાં આપે!

બે ચાર દિવસે આજ જરા પેટ પૂરતું મળ્યું હતું એટલે એણે ખૂબ ઠાંસીને ખાધું હતું. ઘરની એક દિવાલને અઢેલીને એક મેલી ફાટેલી ગોદડી પર તે આડો પડયો હતો. થોડી વારમાં તો આંખ મીંચાઈ ગઈ અને ભટજી નસકોરાં બોલાવવા લાગી ગયા.

ભટજીને મન આખા દિવસની ચિંતા એ જ હતી. લોટ માગી આવવો, શંકરના દર્શન કરવાં, કાંઈક આપે તેની રાહ જોવી ને આરામ કરવો.

અને થોડીવારમાં તો એ સ્વપ્ને ચડી ગયો. મહાદેવના પગથીઆથી એ નીચે ઉતરે છે ત્યાં તો નદીના વહેણમાં એક નાનકડું છીપલું તણાતું તણાતું આવતું જોયું. "આ જ જડીબુટ્ટી! મહાદેવ આ મારે માટે જ લાવે છે." એમ કહી બ્રાહ્મણે એ છીપલું ઉપાડી લીધું. તેને ધોઈને તે ઘેર લાવ્યો.

એક ખૂણે બેસી તે એકલો ગાવા લાગ્યો.

"છીપલી રે ઓરે! છીપલી રે,
તું તો મહાદેવની આપેલી છીપલી રે,
મને આપીશ તું કાંઇક ?
મને આપીશ તું કાંઇક ?
છીપલી રે.–"

અને જાણે છીપલી એ જવાબ આપ્યો.

"ભટજી રે, ભોળા ભટજી રે,
તને મહાદેવ પ્રસન્ન ભોળા ભટજી રે,
તને માગે તે આપું
કહે તો રાજમહેલ સ્થાપું,
ભટજી રે—"

બ્રાહ્મણે કહ્યું, "બીજું તો કાંઇ નહિ પણ મને રહેવાને એક સુંદર ઘર તો આપ. આ ઝુંપડામાં તો હું વરસાદમાં અર્ધો ભીંજાઉં છું, ઠંડીમાં કંપું છું અને ઉનાળામાં ઓગળું છું."

"ભલે." છીપલીએ કહ્યું અને બ્રાહ્મણ તો એક સરસ મકાનમાં જાણે કે ફેરવાઈ ગયો. છીપલી એક ખૂણામાં પડી છે!

બ્રાહ્મણના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. બ્રાહ્મણી પણ ખૂબ ખુશી થઈ. આડોશીપાડોશીને કહેવા લાગી: "આજ તો અમારે શંકર પ્રસન્ન થયા છે એટલે અમારે આ ઘર થઇ ગયું."

બીજે દિવસે બ્રાહ્મણ તો લોટ માગવા ચાલ્યો. રસ્તામાં શંકરની તેણે ખૂબ પૂજા કરીને શંકરનો ખૂબ ખૂબ ઉપકાર માન્યો.

એક ગામ, બીજું ગામ અને ત્રીજે જાય છે ત્યાં તો બ્રાહ્મણ જાણે થાકી ગયો. એના મનમાં થયું: "છીપલીએ ઘર આપ્યું તો અનાજ કેમ નહિ આપે?"

જેમ તેમ કરી એ લોટ માગી ઘરે આવ્યો. જમ્યો અને તરતજ છીપલીના ખૂણામાં ગયો અને ફરીથી ગાવા માંડયું.

"છીપલી રે, ઓ રે! છીપલી રે,
તું તો મહાદેવની આપેલી છીપલી રે,

મને આપીશ તું કાંઇક?
મને આપીશ તું કાંઇક?"

ત્યાં તો છીપલીએ પણ એજ જવાબ આપ્યો.

"ભટજી રે, ભોળા ભટજી રે,
તને મહાદેવ પ્રસન્ન ભોળા ભટજી રે,
તને માગે તે આપું
કહે તો રાજમહેલ સ્થાપું."

બ્રાહ્મણ કહે: "ત્યારે મારે ઘેર અનાજના કોઠારના કોઠાર ભરી દે" અને થોડીવારમાં તો આ બધું માગ્યા પ્રમાણે થઈ ગયું.

વળતા દિવસથી બ્રાહ્મણને તો લોટ માગવો મટયો એટલે આખો દિવસ આરામ શરૂ કર્યો. થાકતો હતો નહિ એટલે આરામ શાનો હોય? પણ આખો દિવસ બ્રાહ્મણ એક ગોદડી પર પડયો રહે.

ભટાણીને થયું,: "માળું, આ બ્રાહ્મણ આખો દિવસ બેસી રહે ને મારે રાંધવું? હું શા માટે મહેનત કરું? રાંધે એ, નહિ તો રાંધે એની છીપલી?"

વળતે દિવસે તો કોણ રાંધે? ભટાણી એક ખૂણામાં રીસાઈને બેઠાં છે. બપોરના બાર થયા, એક થયો, બે થયા પણ જમવાનું ઠેકાણું નથી. બ્રાહ્મણ તો ભૂખ્યો તરસ્યો આવ્યો રસોડામાં. રસોડું

સાવ ઠંડુગાર! ભટાણી ન મળે! ભટજી કહે: 'આ શું? આ શો કોપ થયો છે? ભટાણી, ઓ ભટાણી?"

"શું છે?" ભટાણી ખૂણામાં બેઠાં બેઠાં બોલ્યાં. "પણ આજે રાંધ્યું કેમ નથી?" હું શા માટે રાંધું? રાંધો તમે, નહિ તો રાંધે તમારી છીપલી!"

"ઓહો, એમાં શું? વહેલું કહેવું હતું ને?" બ્રાહ્મણ કહીને ગયો છીપલી પાસે.

"છીપલી રે ઓ રે! છીપલી રે,
તું તો મહાદેવની આપેલ છીપલી રે,
મને આપીશ તું કાંઈક?
મને આપીશ તું કાંઈક?"

બ્રાહ્મણે તો રસોઈ માગી. છીપલીએ રસોઈ રસોઈ કરનાર એક રસોયો રખાવી દીધો!

બ્રાહ્મણ છીપલી સાથે વાતો કરે ને બ્રાહ્મણી એ સાંભળી રહે. એને થાય આ છીપલી કહે છે: "રાજ-મહેલ સ્થાપું" તો શા માટે આવા ઘરમાં રહેવું? શા માટે સાહ્યબી ન માગવી?"

બ્રાહ્મણને તે અવારનવાર કહે. બ્રાહ્મણને પણ એવું ઘણીવાર લાગી જાય. "આ છીપલી આપે તો એનો પૂરો લાભ શા માટે ન લેવો?"

એક પછી એક બ્રાહ્મણે નોકર ચાકર માંગ્યા, બંગલા માગ્યા, સાહ્યબી માગી અને મહેલ પણ માગ્યો. મહેલમાં બ્રાહ્મણ ને બ્રાહ્મણી ગુલતાન કરે છે!

બ્રાહ્મણને હવે લોટ માગવા જવું પડતું નથી. બ્રાહ્મણથી હવે શંકરના દર્શને પણ જવાતું નથી. બ્રાહ્મણ શંકરને તો સાવ ભૂલી પણ ગયો છે. બ્રાહ્મણને યાદ આવે છે પોતાની સુખ સગવડો અને પેલી છીપલી ક્યાં છે તે.

બ્રાહ્મણ તો રાજમહેલમાં રહે છે અને મઝા કરે છે. હવે તો એને છ સાત દીકરા દીકરીઓ પણ થયાં છે.

બ્રાહ્મણ હવે તો વૃદ્ધ થયો છે. ચાલતાં એનો પગ જરા ઠોકરાય છે. એના દીકરા એને દોરે છે.



એક દિવસ બ્રાહ્મણ દાદરો ઉતરતો હતો. દોર-નાર કોઈ નહોતું. એક પગથિયું ભૂલ્યો અને ગબડીને દડડડડ બ્રાહ્મણ પડ્યો નીચો!

અને એની સાથે જ બ્રાહ્મણની આંખ ઉઘડી ગઈ. એણે સામે નજર કરી ત્યાં તો એ જ ઝૂંપડું, બડબડ કરતી એ જ બ્રાહ્મણી! અરે! આ શું? આ તે સ્વપ્નું કે શું? આ સ્વપ્નું તે કેવું!

બ્રાહ્મણ રોજ લોટ માગે છે, શંકરની પૂજા કરે છે અને શંકરની છીપલીની રાહ જુએ છે!






વેજલકા ગામમાં રામદીન જમાદારની બહુ રાડ. ગામ આખાને બીવડાવે. મારથી બીવડાવે, ધોકાથી બીવડાવે, જેલથી બીવડાવે, કચેરીથી બીવડાવે, સિપાઈથી બીવડાવે, ખોટી ખોટી વાતો કરીને બીવડાવે, દંડા પછાડીને બીવડાવે.

બીવડાવીને ખેડૂત પાસેથી દાણા લઈ આવે, દરજી પાસે કપડાં સીવડાવી આવે, સુથાર પાસે ખાટલો બનાવડાવે, ભરવાડ પાસે દૂધ મંગાવે, કોળી પાસે વા'ણ ભંગાવે. ઢેઢ પાસે વેજાં વણાવે. વેપારી પાસેથી માલ ઉપાડી આવે. કોઈથી એને કોઈ ચીજની ના પડાય નહિ. આખાયે ગામમાં રામદીન જમાદારનો સાફો ફાટે.

ગામ આખું તો ત્રાહિ ત્રાહિ પોકારી રહ્યું. કોઈથી

કાંઈ કહેવાય નહિ, કોઈથી ફરિયાદ થાય નહિ, ફરિયાદ કરે તો સાંભળેય કોણ? ગામને મૂંગે મોંઢે સહેવાનું. કહેવાયે નહિ ને સહેવાયે નહિ.

સવારનો પહોર હતો. એક દિવસ રામદીન જમાદાર ટેબલ પર સોટી પછાડતા પછાડતા બેઠા હતા. બેઠા બેઠા કોઈને ધમકાવી રહ્યા હતા. ત્યાં ટપાલીએ એક કવર આપ્યું. જમાદારે કવર ખોલ્યું. કવરમાં તુમાર હતો. ઉપરીનો તુમાર હતો. એની બદલીનો તુમાર હતો. રામદીન જમાદારને હરિપુર જવાનું થયું. રામદીન જમાદારની બદલી થઈ.

ગામ બદલ્યું, પણ જમાદાર કાંઈ થોડા બદલાયા છે? એ તો એના એ જ. જતાં વેંત ગયા કુંભારને ત્યાં.

કુંભાર ઊંધું ઘાલી ચાકડો ફેરવતો હતો. એ તો એના લોટકાં ઉતારવામાં મશગુલ હતો.

જમાદાર જઈને ઊભા રહ્યા. તરત કુંભાર પર ખીજાઈ ગયા: "કેમ બે, દેખતો નથી?"

કુંભારે ઊંચું જોયું. ઓળખતો ન હતો, પરંતુ

અનુમાન કર્યું: 'નવા જમાદાર.' ચાકડો બંધ રાખ્યો. બોલ્યો:

"કેમ? જમાદાર સા'બ?"

જમાદારનો રૉફ માતો ન હતો: "સવારના આવ્યા છીએ તોયે હજી મોંઢું દેખાડતો નથી? ઉતારે બે ઠંડા ગોળા મૂકી જા."

"સા'બ, કામમાં રહીએ, એટલે ઉતારે ન અવાય. તમારે ગોળા જોઈએ છે ને?"

"હા, બે."

"ભલે, આ શિયાળાના પકવેલા છે, ઠંડું કરા જેવું પાણી જોઈ લો."



કુંભારે ગોળા બતાવ્યા. જમાદારે પસંદ કર્યા: "લે ત્યારે, આ બે મૂકી જા."

"ભલે, છ આના બેસશે."

જમાદારનો પિત્તો ફાટી ગયો: "હૈં!"

"છ આના બેસશે. અને એય તે તમને. બીજાને તો આઠ આનાથી એક પાઈએ ઓછી નહિ."

"હવે મૂકી જા છાનો માનો. આના કેવા ને બાના કેવા!"

"તો તો પછી ગોળા કેવા ને બોળા કેવા?"

"એમ? મૂકી જાય છે કે નહિ?" જમાદારે ડોળા તાણ્યા. એના મનમાં એમ કે કુંભાર બી જશે.

"પૈસા વગર નહિ."

"શું? દેખ—

દેખા હૈ યે દંડા,
જમાદાર હૈ બંદા
દૂંગા માર,
રખૂંગા ખાર,
ફિર ન હોગા તેરા કાર."

કુંભારને તો ભારે રીસ ચડી: "હવે દેખ્યા દેખ્યા તારા દંડા. હાલતો થા, નહિ તો ડફણું જોયું છે?"

જમાદાર તો શે' ખાઈ ગયા.

(૨)

મુસાફરીનો હડદો, એટલે જમાદારના એક ખાટલાનું સાલ ભાંગી ગયેલું. એક રાત તો જમાદારે કાઢી નાખી. વળતે દિવસે ચાલ્યા સુથારને ત્યાં. મોંમાં પાનપટ્ટી ચડાવી હાથમાં દંડો લીધો ને એ તો ઊપડ્યા.

"સુથાર, બે સુથાર?"



સવારનો પહોર હતો. સુથાર પોતાનાં હથિયારો ગોઠવતો હતો.

સુથારે ઊંચું જોયું ને પૂછ્યું: "શું છે?"

"લે, આ ઇસને સાલ કાઢી દે."

સુથારે કામ તપાસ્યું ને કહ્યું: "ચાર આના બેસશે."

"એમ? તું શેના પૈસા માગે છે?"

"કામ કરવાના પૈસા દો તો કામ થાય ને?"

"હવે કરી દે છે કે નહિ? પૈસા બૈસા નહિ મળે."

સુથારે ઈસ નીચે ફેંકી ને કહ્યું : "જમાદાર ચાલતા થાઓ ચાલતા. આ પડી તમારી ઈસ."

"કરી દેવું પડશે..." જમાદારે દંડો પછાડ્યો.

"દેખા હૈ યે દંડા,
જમાદાર હૈ બંદા,
દૂંગા માર,
રખુંગા ખાર;
ફિર ન હોગા તેરા કાર."

"કરી આપે છે કે નહિ?"

"એક સો સાત વાર નહિ. જમાદાર હો તોયે શું ને મોટા લાટ હો તોયે શું? પૈસા વગર કામ નહિ થાય, સમજ્યા? ચાલતા થાઓ વગર મફતના."

"યાદ રખ, તુમકો..."

"હવે જાઓને તમારે થાય તે કરી લેજો..."

જમાદાર શું બોલે?

( ૩ )

"અં, અં, હું નિશાળે નહિ જાઉં."

"જા, નીકર તારા બાપુ આવશે ત્યારે માર ખવરાવીશ."

"અં, અં, અમારી ટોપી..."

જમાદાર કચેરીમાંથી આવ્યા ત્યારે ઘરે આ રકઝક ચાલી રહી હતી. જમાદાર કહે, "શું છે એલા ?"

"બાપા, આ ફાટેલી ટોપીએ હું નિશાળે નહિ જાઉં. એં, એં..."

"પણ તું આજ તો જા, પછી શીવડાવી આપીશ."

"નહિ લ્યો. એં, એં..."

જમાદારે ઘરમાંથી એક કપડાનો ટુકડો કઢાવ્યો અને ચાલ્યા દરજીને ત્યાં.

માથે લેરીઆનો સાફો હતો. મૂછનો વાંકડો ચઢાવેલો. હાથમાં ડંગોરું લીધું. મોંમાં પાન તો ભૂલે જ શેના !

"દરજી, એ દરજી, ટોપી સીવી આપ. લે આ કપડું."



દરજીએ કપડું લીધું: "જમાદાર, બે આના બેસશે."

"હવે બે આના વાળી, જલ્દી સીવી આપ સીવી. પૈસા બૈસા નહિ મળે. સીવી આપે છે કે નહિ?"

"જમાદાર, પૈસા વિના ટોપી નહિ સિવાય."

"ચાલ, ચાલ, સીવી આપ."

"નહિ તો...?"

"નહિ તો શું?"

દેખા હૈ યે દંડા,
જમાદાર હૈ બંદા;
દૂંગા માર,
રખુંગા ખાર;
ફિર ન હોગા તેરા કાર.
બોલ, સીવી આપે છે કે નહિ?"

દરજી તો ખડખડાટ હસ્યો:

"જમાદાર, આ વેજલકા ન હોય, આ તો હરિપુર. અહીં તમારાથી કોઈ બી'શે નહિ. દંડાની બીક બતાવો છો તે નીચે ઉતરી જાઓ, નહિ તો..."

"ઐસા?"

"હા, હા, એમ. ઉતરી જાઓ છો કે નહિ?"

જમાદાર વીલું મોં લઈ ચાલતા થયા.

( ૪ )

ચાર દિવસથી ભંગી આવ્યો નથી. ઉતારામાં બધે બણાબૂટ પડયું છે. છોકરાંએ ઝાડાપેશાબે આખું ચોગાન ભરી મૂકયું છે. જરાક ભૂલ્યા કે પગ બગડે જ. પાયખાનું કાંઈ સોડી રહ્યું છે! નાક જાણે ખરી પડે! જમાદાર ઊભા થઈ ગયા: "એમ? એ ભંગડો ફાટયો છે? પગાર માગે છે? શું સમજે છે એના મનમાં?..." જમાદાર ચાલી નીકળ્યા.

"એલા ભંગડા, એ...પમલા..કયાં મરી ગયો?" જમાદારે સાદ કર્યો.

પમો ભંગી બહાર આવ્યો. સાદ કરી ઊભો રહ્યો.

"એલા કેમ આવતો નથી ? આ ચાર દિ'થી વાળ્યું નથી, શું સમજે છે તારા મનમાં ?"

" સા'બ, પણ પગાર..."



" પગાર બગાર નહિ મળે. તમે એટલું કામ ન કરો ?"

" સા'બ, ત્યારે અમારે ગરીબ માણહને ખાવું શું ?"

" ખાવું ? ખા ધક્કા... કેવા સવાલ જવાબ કરે છે ! એક ઉતારાનું કામ કરવું પડે છે ત્યાં તો મોત આવે છે !"

"સા'બ, પણ પગાર વગર કામ નો થાય..."

" એમ ? ફાટી ગયો છે ! ચામડી ઉતરડી નાંખવી પડશે."

" ઈ વાત તો જમાદાર સા'બ રહેવા દો..."

" એમ, ઉલટો સામે જવાબ આપે છે ?"

" સા'બ પગાર તો જોઈએ ને ?"

" પગાર બગાર નહિ મળે. કામ કર.

દેખા હૈ યે દંડા,
જમાદાર હૈ બંદા;
દૂંગા માર,
રખુંગા ખાર;
ફિર ન હોગા તેરા કાર."

" જમાદાર સા'બ, એમ બીવરામણી બતાવ્યે અમે કાંઈ બી નો જા'યે. પગાર પડશે, સમજ્યા?"

" એમ?"

" હા, હા, કહ્યું ને, ભાઈસા'બ જાઓ. હવે માથાકૂટ નો કરાવતા...નીકર..."

જમાદાર ચાલતા જ થયા.

" આ તે કાંઈ ગામ? કાંઈ ગામ? કોઈ મફત ચીજ આપે નહિ! કોઈ બીએ નહિ! હે ભગવાન! અહીંથી તો બદલી થાય તો સારું. જમાદાર રોજ પ્રાર્થના કરે છે. એની પ્રાર્થના હવે ફળે ત્યારે ખરી!



# બગલો અને હંસ



એક હતો બગલો. તળાવને કાંઠે રહે, માછલાં પકડેને ખાય પીએ ને મઝા કરે.

એક દિવસ બગલાને થયું "માળું, આ લોકો વાતો કરે છે કે હંસ તો મોતી ખાય અને એય આપણા જેવા જ હોય ત્યારે લાવને, એક દિવસ જોઉં તો ખરો કે એ કેવાંક છે ?"

બગલે તો ખૂબ ખાઈ લીધું. ધરાઈ ધરાઈને ખાઈ લીધું. ભાથા તરીકે ચાંચમાં એક બે માછલીઓ લીધી અને ઉડયો.

એ તો ખૂબ ઉડયો. ઉડતો જાય છે અને વિચાર કરતો જાય છે, "આટલે તો આવ્યા હવે કયાં હશે ? કયાં હશે એ માનસરોવર ! અહા ! કેવી ઠંડી લાગે છે ? મારી તો પાંખો જાણે થીજી જાય છે." થોડીવાર

એના મનમાં નિરાશા આવી ગઈ પણ પાછો વિચાર કરતો તે આગળ વધ્યો. "ઠીક ચાલો, એકવાર જવું અને જોવું તો ખરું ?"

ઉડતાં ઉડતાં એ તો આવ્યો હંસને દેશ. માનસરોવર કૈલાસ ઉપર. બિલોરી કાચ જેવા નીર. ચોમેર ઝાડનાં ઝૂંડ. અને સફેદ સફેદ વાદળંસમા પહાડો. નંદનવન જેવી હરિયાળી ચોમેર છવાઇ રહી છે. માણસને ઘડીક તો સ્વર્ગમાં છીએ કે પૃથ્વી ઉપર એની ખબરયે ન પડે. એવું એ સરોવર! બગલો તો બે ઘડી વિચારમાં પડી ગયો!

એણે તો ઉતારો કર્યો. એક હંસ, બે હંસ, ચાર હંસ ભેગા થયા. નવા મહેમાનનો સત્કાર કર્યો બગલાભાઈ તો હંસને ત્યાં મહેમાન થયા.



જમવાનો વખત થયો. હંસે તો બગલા પાસે મોતીનો થાળ ધર્યો ને કહેઃ "લો, ખાઓ."

બગલો તો શું ખાય ? મોતી કાંઇ એનો ખોરાક

હતો? એને ગળે કેમ ઉતરે? એ તો મોઢું વકાસીને ઊભો.

"લો, ખાઓ-ખાઓ," એક હંસે આગ્રહ કર્યો. એને મન એમ કે મહેમાન શરમાતા હશે!

બગલાથી ના પડાય તેમ નહોતું અને ખવાય તેમ નહોતું. એણે દંભ શરૂ કર્યો. ખોટું ખોટું ખાવાનો ઢોંગ કરી બે ચાર ચાંચમાં ભરાવ્યા અને "પાણી પીવા જાઉં છું." એમ કહી પાછા સરોવરમાં નાખી આવ્યો.

હંસો આઘા ગયા કે બગલો તળાવને કાંઠે ઉપડયો. એક નજરે તાકી બેઠો. ચોમેર નજર ફેરવીને કોઈ જોતું નથી એમ જોઇ લઇ પટ માછલી પકડીને ગટકાવી ગયો. એક, બે, ત્રણ, એણે ખૂબ ધરાઇને ખાધું, પીધું અને આનંદમાં આવી ગયો. "હાશ! અહીં પણ આપણો ખોરાક તો મળે છે!"

બગલો રોજ આમ કરે છે અને પોતાના દિવસ ગુજારે છે. હંસ તો આવી, જમાડી પોતાને કામે ચાલ્યા જાય છે. કોઈ કોઇ દિવસ મહેમાનને પણ સાથે લઇ જાય છે.

એક દિવસ બગલે માછલી પકડી અને એક હંસ આવ્યો. " શું કરો છો ?"

" કાંઈ નહિ એ તો તમારા દેશનું પાણી જોઉં છું."



હંસ મનમાં કહે: "કાંઈ નહિ, મહેમાન છે તે કોણ બોલે ?" એણે વાત જવા દીધી.

એક દિવસ હંસની આખી નાત મળી. બધા ગયા. બગલોયે ગયો. મોતી બધાને પીરસાઈ ગયા. વાતો—ચર્ચાઓ ચાલી. બધા કાંઈ ને કાંઈ બોલે. બગલો તો મૂંગો મૂઢ ! બોલે તો વળી કાંઈક ઓળખાઈ જાય ! બધા સડેડાટ મોતી ગળવા માંડયા. એક બગલો જ ચાંચમાં મોતી ઘાલી ઢોંગ કર્યા કરે છે. રોજ એ તો ઊઠી જાય અને મોતી કાઢી આવે. આજ કાંઈ બધા વચ્ચેથી ઉઠાય છે ? મોતી ગળાય પણ કેમ ? શું કરવું ? બગલો તો મૂંઝાવા લાગ્યો.

" ખાઓ, ખાઓ " એક હંસે આગ્રહ કર્યો. "ના, મારી તબીયત નરમ છે... જરા." અને પછી તો ચાલી પૂછપરછ.

ખબર પડી ગઈ કે આ તો બગલો છે. ચોમેર અવાજ થઈ રહ્યો, 'બગલો–બગલો.'

રંગમાં ભંગ પડયો. બધા ધસી ઉઠ્યા. બગલા પર એકદમ સૌ તૂટી પડયા. પાછળથી ચાંચો વાગતી જાય છે અને બગલો ઉડયે જાય છે.

માંડમાંડ બગલો પોતાને મૂળ વતન પોતાને તળાવ આવ્યો. પણ તે દિવસથી એ દેશના મુલકનું નામ દેવું ભૂલી ગયો.

આજે એ બગલો પોતાના બચ્ચાંને શિખામણ દે છે: "જુઓ, હંસને ત્યાં જશો નહિ." અને એવી રીતે પોતાનો અનુભવ કહે છે.



# બધું પૂછીને કરજો

પ્રણામ કરી ચિઠ્ઠી આપીને માવજી ઊભો રહ્યો. કુંદનલાલે ચિઠ્ઠી વાંચી શેઠાણીને આપી. “ આ આપણા ચુનીભાઈએ રસોયો મોકલ્યો છે લખે છે કે કામ બહુ સારું જાણે છે.”

શેઠાણીએ ચિઠ્ઠી હાથમાં લીધી. “કેમ મહારાજ, બરાબર કામ કરશો ને ? ”

“ જી હા, બા સાહેબ.”

પગાર ઠરાવ્યો ને માવજીને બીજા દિવસથી આવવાનું કહ્યું.

સવારના પહોરમાં માવજી હાજર થયો. શેઠાણી કહે, “ ચાલો મહારાજ, ચા મૂકો. બરાબર ત્રણ કપ કરજો.”

શેઠાણીએ બીજો હુકમ દીધો. “ ચાલો ત્યારે, કરો જોઉં રસોઇ કેવીક આવડે છે ! ”

માવજીએ રસોઈનું પૂછી લીધું, શાકનું પૂછી લીધું, કોઠારનો પરિચય કરી લીધો ને રસોઈ ચડાવી બરાબર સમયે રસોઈ તૈયાર કરી નાંખી.

માવજીની ઉમ્મર ૩૫ વર્ષની હતી. છેક ૨૦ વર્ષનો હતો ત્યારથી રસોઈના કામમાં પડ્યો હતો. રસોઈ પર એનો હાથ બરાબર જામી ગયો હતો. એની રસોઈની ખાતર તો શેઠ શેઠાણી સાથે બે વખત તો તે પરદેશ જઈ આવ્યો હતો. શેઠનું અકાળ અવસાન થયું ને શેઠાણી પિયર રહેવા ચાલ્યાં ગયાં એટલે માવજી ભટ્ટને બીજી નોકરી શોધવી પડી. શેઠના મિત્ર ચુનીભાઈએ એને કુંદનલાલને ત્યાં મોકલ્યો અને પોતાને તરત નોકરી મળી ગઈ એથી ખૂશી થતો થતો એ કામે ચડી ગયો.

શેઠ શેઠાણી જમવા બેઠાં. માવજીએ પાટલા તૈયાર રાખ્યા હતા. શેઠાણી બોલ્યા વિના ન રહ્યાં. “ મહારાજ, દાળમાં ગોળ ઓછો નાખજો. શાકમાં મરચું વધારે નાખજો. ચટણી આટલી બધી ન કરશો.”

બીજે દિવસે માવજીએ તેમ કર્યું.

શાક લાવવાનું માવજીને માથે હતું. માવજીએ પુછ્યું, “ બા, શાક શું લાવું ?”

“ કારેલાં, ટમેટાં, કોથમરી, આદુ...”

માવજી ભટ ગયા. કહ્યું તે પ્રમાણે શાક લાવ્યા. કહ્યું તે પ્રમાણે રસોઈ કરી.

થોડા દિવસ ગયા. માવજી તો રસોઈ કર્યે જાય છે. શેઠાણી કહે છે તેમ કર્યે જાય છે. ટેવાયેલ માણસ એટલે એના કામમાં ભુલ ઓછી નીકળે. પણ ભૂલ ન કાઢે તો શેઠાણીને ગમે કેમ ? શેઠાણીએ ભૂલો કાઢવા માંડી. “ મહારાજ, આ દાળ આ ચૂલા પર મૂકજો. રોટલીનો લોટ જરા સખત બાંધજો...”

માવજીએ તેમ કર્યું.

વળી બીજે દિવસે શરૂ થયું. “ મહારાજ, શાક જરા મોટું સુધારજો, દાળમાં જરા પાણી વધારે રાખજો...”

માવજીએ તેમ કર્યું.

રોજને રોજ કાંઈક નવી સૂચના ન આપે તો તો શેઠાણીને સુખ વળે નહિ. કાંઈક ને કાંઈક શોધી કાઢે. પણ માવજી એવો ટેવાયેલ કે એ કહે તેમ જ તૈયાર રાખે.

એક દિવસ મહારાજ આવે તે પહેલાં તો શેઠાણી બહાર કામે ગયેલાં. મહારાજે રોજ પ્રમાણે રસોઈ

તૈયાર કરી. પણ શેઠાણી તો આવ્યાં મોડાં ને રસોઈ સહેજ ઠરી ગઈ. અને પછી તો એના ગુસ્સાનો પાર રહ્યો નહિ. "તમને કોણે રસોઇ કરવાનું કહ્યું હતું? શા માટે કરી? ભીંડાનું શાક કોણે કહ્યું હતું? આ...જુઓ, આજથી તમારે હું કહું તેમ કરવાનું છે. હું કહું તો રાંધવું ને ન કહું તો ન રાંધવું."

"ભલે, બા સાહેબ," કહી માવજી ઊભો રહ્યો.



બીજે દિવસ માવજી આવી સલામ કરી ઊભો રહ્યો: "બા, શું કરું?"

"દાળ મૂક."

માવજીએ દાળ મૂકી.

"શાક લઈ આવ, રીંગણા..."

માવજી શાક લઇ આવ્યો અને ઊભો રહ્યો.

"બા, શું કરું?"

"શાક સુધાર."

" હવે બા શું કરું ?"

" શાક વઘાર."

માવજીએ શાક વઘાર્યું.

" હવે બા શું કરું ?"

" દાળ જો ચડી રહી હોય તો હવે જ કર."

માવજીએ તેમ કર્યું.

પછી તો માવજીનું કામ આ પ્રમાણે ચાલવા માંડયું. શેઠાણી કહે તેમ કરવાનું, શેઠાણી કહે ઊઠ તો ઊઠવું, બેસ તો બેસવું.

માવજીને શરૂઆતમાં આ ન રૂચ્યું. પણ નોકરી તો કરવી જ હતી પછી જેમ કહે તેમ કરવું જ રહ્યું !

એક દિવસ સવારે શેઠાણીએ હુકમ દીધો. " મહારાજ, દાળ મૂકો."

માવજીએ દાળ મૂકી.

" શાક લઈ આવો, બટેટા, ટામેટાં..."

માવજી બજારમાં ગયો ત્યાં શેઠાણીને એકાએક બહાર જવું પડયું.

માવજી આવીને જુએ તો શેઠાણી ન મળે. એને વિચાર થયો. " રસોઈ કરું કે ન કરું ? શેઠાણીએ તો કહ્યું છે કે હું ન કહું તો કાંઈ ન કરવું."

તેમ છતાં તેણે તે દિવસે રસોઈ કરીને અમૂક ભૂલોનો ઠપકો સાંભળવો પડ્યો ને ફરી હુકમ થયો. "મને પૂછ્યા વિના કાંઈ ન કરવું ?"

માવજીએ ગાંઠ વાળી લીધી આ ઘરમાં પૂછ્યા વિના કાંઇ ન કરવું.

વળી થોડા દિવસ ગયા.

એક દિવસ શેઠાણીએ હુકમ દીધો, "દાળ મૂકો." અને માવજીને શાક લેવા મોકલ્યો. માવજી આવીને જુએ તો શેઠાણી બહાર ગયેલાં. "હવે શું કરવું ?"

દાળ ચડી ગઇ હતી. થોડી વાર થઇ ત્યાં તો એ બળવા લાગી. પણ માવજી શું કરે ? એને હુકમ ક્યાં મળ્યો હતો ? એને લાગ્યું કે શેઠાણીને પાઠ આપવાનો આજે સરસ અવસર છે. એતો છાનોમાનો બેઠો રહ્યો. શેઠાણી બહારથી આવીને જુએ તો માવજી મહારાજ હાથમાં સાણસી ને છરી લઇ તૈયાર હતો. "બા સાહેબ, હુકમ આપો દાળ ઊતારું ! શાક સુધારું . . . !"

તે દિવસથી શેઠાણી કહેતાં ભૂલી ગયાં કે મને પૂછીને બધું કરજો.

માવજી ભટને એ જ શેઠને ત્યાં આજે બે વર્ષ થયાં છે. હવે તે શાંતિથી પોતાનું કામ કર્યે જાય છે.





# ગધેડો રાજા

એક હતો રાજા. એને જંગલી જાનવરોનો બહુ શોખ. જંગલમાંથી સિંહ, વાઘ, ચિત્તા પકડાવી પોતાને ત્યાં રખાવતો. જાનવરો માટે એણે મોટાં મોટાં પાંજરા બનાવ્યાં હતાં. રાજાના પાંજરામાં સિંહો ગર્જતા હોય, વાઘો ત્રાડો દેતા હોય, ચિત્તાઓ ઘૂરકતા હોય.

સિંહના પાંજરા પાસેની એક દિવાલ પાસે એક ધોબીનું ઘર હતું. ધોબીને ત્યાં એક ગધેડો હતો. પહેલાં તો સિંહની ત્રાડો સાંભળી ગધેડો ભડકી જતો. પરંતુ પછી તો એ સિંહની ગર્જના સાંભળે ત્યારે ઊંચે ચડીને જોવા જ નીકળ્યો હોય. એ જાણતો કે સિંહ તો પાંજરામાં છે, કાંઈ કરી શકે તેમ નથી એટલે કેટલીક વાર એ એની સામે 'ભૂં-ભૂં' કરીને ભૂંકતો.

બે ત્રણ વરસો વહી ગયા. ગધેડો રોજ સિંહને જોતો અને ત્રાડુકતા સાંભળતો. ગધેડા ને સિંહને

એક દિવાલ અને પાંજરાના સળિયાનું જ અંતર હતું. પછી તો ગધેડો માનવા લાગ્યો કે જેમ સિંહની સાથે વાઘ કે ચિત્તા રહે છે તેમ હુંયે રહું છું.

ગધેડો તો પોતાની વાત બીજા ગધેડાને કહેવા લાગ્યો: " હું સિંહની સાથે રહેલો છું, હું વાઘ સાથે રહેલો છું."

બધાને વિચાર થઈ પડ્યો. સિંહની સાથે રહેનાર આ ગધેડો તો કોઈ જબરો હોવો જોઈએ.

"જ્યારે સિંહ ત્રાડ પાડતો ત્યારે હુંય એની સામે ભૂંકતો પણ ખરો……"

" ઓહો, બહુ બળવાન !" બધા ગધેડાઓ ગર્વ લેવા લાગ્યા.

ધીમેધીમે વાત એક ગધેડાથી બીજા ગધેડા સુધી પહોંચી ગઈ. આખી ગધેડાની ન્યાતમાં એ ધોબીના ગધેડાના વખાણ થવા લાગ્યા.

એક દિવસ બધા ગધેડાઓએ સભા ભરી. સભામાં બધા ગધેડાઓએ જાહેર કર્યું કે, આપણો એક ભાઈ સિંહ અને વાઘ સાથે રહેલો છે એટલે એ

ખૂબ જોરાવર હશે. એવા કોઈ ગધેડાજીને આપણે રાજા સ્થાપીએ. બધાએ ગધેડાના ખૂબ ખૂબ વખાણ કર્યાં અને ત્યારથી ગધેડાને રાજા બનાવ્યો.

રાજા થયા પછી તો ગધેડો સિંહની સાથે બમણા જોરથી ભૂંકવા લાગ્યો. ભૂંકતો હોય ત્યારે ધોબી કાન પકડી દોરવા માંડે તોયે હવે તો તે તોફાન કરતો અને થોડી ઢીલ કરતો.

ધીમે ધીમે ગધેડો તો પોતાની એ વાત જે મળે તેને કહેવા લાગ્યો. કૂતરાને કહી, હરણને કહી, કાગડાને કહી, ચકલાંને કહી, પોપટનેય કહી. બધા તો ગધેડાથી ડરવા લાગ્યા અને ગધેડાને માન આપવા લાગ્યા.

એક દિવસ ગધેડાએ એ વાત એક શિયાળને કહી. શિયાળને વિચાર આવ્યો, ' આ ગધેડો તો ગધેડો જ લાગે છે ! ગમે તેમ હોય સિંહની પાસે રહ્યો એટલે કાંઇ મોટો થઈ ગયો ? લાવ, એને જરા બનાવું.'



" ગધેડાભાઈ, આપ જરા અમારા રાજા પાસે

આવશો ? અમારે આપને માનપત્ર આપવું છે. આજસુધી સિંહની પાસે રહેનાર આપ પહેલા જ ગધેડા લાગો છો. "

ગધેડો તો ગર્વથી માતો ન હતો. એને થતું હતું, ક્યાંથી આ ધોબીનું ઘર મળ્યું અને આ સિંહો દેખાયા! " ચાલો. "

શિયાળ અને ગધેડો બન્ને ચાલી નીકળ્યા. જંગલમાં શિયાળ આગળ જાય છે અને ગધેડો પાછળ.

ગાઢ જંગલ આવ્યું. ચોમેર ઝાડોથી સૂરજ પણ ઢંકાઈ ગયો હતો. રસ્તો પણ સાંકડો અને અટપટો હતો. શિયાળ ભોમિયો હતો એટલે કાંઈ ફિકર નહોતી. શિયાળે તો એ જંગલમાં બધું જોયું હતું. શિયાળ અને ગધેડો ચાલ્યા જાય છે.

ચાલતાં ચાલતાં એક ગુફા જેવું દેખાયું. શિયાળને થયું, આ ગધેડાને સિંહ પાસે લઈ જવો એ બહુ માન આપવા જેવું છે. એટલે તેણે કહ્યું: "ગદ્ધા રાજા, અહીં ઊભા રહો. સામે દેખાય છે તે અમારો રાજમહેલ છે. અમારા રાજાને હું હમણાં આપનું સ્વાગત કરવા બોલાવું છું. "

એ ગુફામાં એક વરૂ રહેતું હતું. બે દિવસથી ખૂબ રખડવા છતાં કાંઈ શિકાર નહિ મળવાથી એ બોડમાં શિકાર શોધવાના વિચારમાં આટા મારતું હતું.

શિયાળ થોડે સુધી એ બોડ તરફ ચાલ્યું. ઝાડી એટલી હતી કે એ ક્યાં જાય છે તે દેખાય તેમ નહોતું. આડે રસ્તેથી એ જંગલમાં ક્યાંય પલાયન થઈ ગયું !

થોડીવાર થઈ. ગધેડો તો ઊંચું માથું કરી મોટો રાજા બની સ્વાગતની રાહ જોતો ઊભો છે. શિયાળ ન આવ્યું એટલે એને ખીજ ચડી. એણે ભૂંકવા માંડયું.

વરૂએ અવાજ પારખ્યો. હળવેકથી ઝાડીમાં થઈ આવ્યું ગધેડાં પાસે. અને હજી તો ગધેડો ભૂંકે છે ત્યાં જ એના પર તૂટી પડયું અને થોડીવારમાં તો ગધેડું હતું નહતું થઈ ગયું !

સાંજે ધોબી એ ખોવાઈ ગયેલા ગધેડાને શોધતો રહ્યો.



# પંડિતજીની જ્યોત

એક હતા પંડિત. માથે બનારસી પાઘડી ધોતિયું ને કોટ. ધોતિયાનો રંગ ઘેરો ગેરૂ જેવો થઈ ગયેલો. કોટ સીવનારને તો એના ખભા ને ફાંદનું જુદું જુદું જ માપ લેવું પડે. પગમાં મોજડી પહેરવી, ખભે ઉપરણું, એ પંડિતજીનો રોજનો પોષાક.

એક દિવસ પોષાક સજી ખલતો લઈ પંડિતજી બહારગામ જવા ઊપડ્યા. એક યજમાનને ત્યાં કથા હતી એટલે જે દક્ષિણા મળે તે ખરી એમ વિચારી પંડિતજી ચાલી નીકળ્યા. યજમાનને ખોટું ન લાગે એનો પણ વિચાર હતો. કારણ કે યજમાનવૃત્તિ તૂટવા માંડે તો પંડિતજીને કમાવાની ચિંતા આવી પડે તેમ હતું.

બપોરે નમેલો. સૂરજ પશ્ચિમ તરફ નીચે ઉતરતો જતો હતો. દિવસનો તાપ હવે એની લીલા સંકેલ્યે જતો હતો. પંડિતજી ગામનો સીમાડો છોડી કેડીએ કેડીએ કદમ ધર્યે જતા હતા. યજમાનનું ગામ ત્રણ ગાઉ દૂર હતું.

ગાઉ–દોઢ ગાઉ ચાલ્યા હશે ત્યાં એક વાવ આવી. સામાન્ય રીતે પંડિતજીનો એવો નિયમ કે વાવ આવે ત્યારે પાણી પીવું, ઘડીક આરામ લેવો ને થાક ઉતારવો. પંડિતજી વાવનાં પગથિયાં ઉતરવા લાગ્યા.

બધાં પગથિયાં ઉતરી ગયા પણ પાણીએ પહોંચાયું નહિ. ચોમાસામાં તો વાવનું પાણી પગથિયાં સુધી આવી જતું પણ શિયાળા ઉનાળામાં તે ઊંડું ઉતરી જતું. બીજા કૂવાની જેમ એમાંથી પણ પાણી સીંચવાની જરૂર પડતી. પંડિતજી કાંઈ દોરી લોટો ભૂલ્યા નહોતા. ચટ લઈને દોરી બાંધી લોટો ઉતાર્યો.

વાવનું પાણી ઊંડું હતું. દોરી ટૂંકી પડી. પંડિતજી વિચાર કરવા લાગ્યા હવે શું કરવું ?

ઉપરણું બાંધુ ? આટલું જાડું ઉપરણું દોરી સાથે બાંધુ ને સરકી પડે તો ? તો હવે દોરી ક્યાંથીકાઢવી ?

જાણે એક મહા સત્ય જડયું હોય તેમ પંડિતજીને એકાએક વિચાર સૂઝી આવ્યો. ‘ થોડીવાર જનોઈ કાઢીને બાંધી દઉં તો ? પાણી સીંચીને પાછી પહેરી લેશું. ’

પંડિતજીએ લોટાને જનોઈ બાંધી. સર સર સર લોટો ઊતર્યો.

થોડા બુડબુડિયાં બોલ્યાં ને લોટો ઊંચે ચડવા લાગ્યો. પડિતજી ધીમે ધીમે લોટાને સીંચ્યે જાય છે.

ધબાંગ અવાજ થયો ને લોટો વાવમાં જઈ પડયો. જનોઈની દોરી તટી ગઈ હતી.

પંડિતજીના હાથમાં લટકતું દોરડું રહી ગયું ને પંડિતજી વાવના પાણી સામે જોઈ રહ્યા.

હવે શું કરવું? જનોઈ વિના કેવી રીતે ચાલવું? બીજી જનોઈ તો છે નહિ. અને અહીં કોઈ હોય ક્યાંથી જેથી તેની પાસેથી જનોઈ પણ લેવાય! પંડિતજી ઊભા ઊભા વિચાર કરે છે.



થોડીવાર પછી પંડિતજી અકળાયા. હવે શું કરવું? આમ જવું ક્યાં? બીજું તો કાંઇ નહિ પણ કોઈને ખબર પડી જાય કે પંડિતજી જનોઈ વિના ચાલ્યા હતા તો શી વલે થાય? પછી ગામના લોકો શું કહેશે? બ્રાહ્મણો, પંડિતો શું કહે? યજમાનો શું ધારે?

કાંઈક ખડખડાટ થતો જણાય કે પંડિતજી બૂમ મારે 'એલા કોણ ચાલ્યું જાય છે? જરા અહીં આવો તો!' પંડિતજીએ કેટલીય બૂમ મારી 'અહીં આવજો' 'કોઈ આવો અહીં આવો' પણ ત્યાં કોણ સાંભળે !

સાંજ પડી ગઈ હતી. સૂરજ ધરતીની સપાટીની નીચે પહોંચી ચૂકયો હતો. આકાશનું રાજ હવે તારા ચંદ્રના હાથમાં જઈ રહ્યું હતું.

'અહીં હવે અત્યારે કોણ જોવાનું છે કે જનોઈ છે કે નહિ!' કહી પંડિતજીએ મૂઠીઓ વાળીને ભાગવા માંડયું તે વહેલું આવે ઘર. ઘરમાં જતાં વેંત ઓરડીમાં જઈ જનોઈ પહેરી લીધી.

બીજે દિવસે યજમાનને સંદેશો મોકલી દીધો કે તબિયત નરમ હતી એટલે પોતે આવી શકયા નહોતા!



# દાઢીવાળો બકરો



૯

વિશાળ વન હતું. વનમાં ઘણા પશુઓ રહેતાં હતાં. એમાં એક બકરો રહેતો હતો.

બકરાને મોટી દાઢી. દાઢીનો એને એવો શોખ કે દાઢી વધાર્યા જ કરે. એની દાઢી એટલી લાંબી થઈ ગઇ હતી કે તેના પગ સુધી પહોંચી ગઈ હતી. બકરો તો મગરૂર થઇ ફર્યા કરતો.

એક દિવસ તે રસ્તે જતો હતો ત્યાં તેને એક વાંદરો મળ્યો. એની સાથે શિયાળ હતું. વાત કરતાં કરતાં, ત્રણયને દોસ્તી થઈ ગઇ.

પછી તો વાંદરો, બકરો ને શિયાળ સાથે રહેવા લાગ્યા. શિયાળ બકરાને ફૂલાવ્યા કરે: "બકરા ભાઈ, તમારે તો મોટીદાઢી છે. તમે તો મોટા, અનુભવી, અક્કલવાળા. તમે અમારા વડિલ." બકરો તો આવું તેમ તેમ ફૂલાતો જાય.

દિવસ પછી દિવસ જતા જાય છે. બકરો તો જાણે વનનો રાજા હોય તેવા દમામથી ફર્યે જાય છે. શિયાળ એનાં વખાણ કર્યે જાય છે.

દિવાળીના દિવસો આવ્યા. ખેતરમાં અનાજ તૈયાર થઇ ગયું. એક દિવસ શિયાળે કહ્યું: "બકરાભાઈ, આપણે ખેતરે ચરવા જશું?"

બકરો તો તૈયાર જ હતો. "ચાલો." ત્રણે ય ઉપડયા.

ચાલતાં ચાલતાં સીમ આવી ને ખેતર આવ્યું. રખોપિયો તાપણું કરી બેઠો હતો. શિયાળને મશ્કરી કરવાનું મન થયું. તેણે પહેલાં વાંદરાને કહ્યું, "વાંદરાભાઈ તમે આ તાપણું ટપી શકો?"

"કેમ નહિ? પણ બકરાભાઇ ટપે તો હું ટપું!"



"બકરાભાઇ તો આપણા સરદાર છે. તમે ટપી શકો ને એ ન ટપી શકે તેવું હોય? જઓ, હમણાં ટપી દેખાડશે." શિયાળે કહ્યું ને બકરાભાઇ ટપવા માટે તાપણા પાસે જઇ પહોંચ્યા.

પણ જ્યાં એ કૂદવા જાય છે ત્યાં તો એમની દાઢી તાપણાને અડી ગઇ ને પછી તો 'બેં-બેં-બેં' દાઢીનો પણ સાથે ભડકો !

શિયાળ ને વાંદરો "શું થયું ? શું થયું ?" કહે તે પહેલાં તો બકરો દૂર દૂર નીકળી ગયો હતો. તે દિવસથી બકરે મોટી દાઢી રખાવવી ને શિયાળ કે વાંદરાની ભાઇબંધી કરવી છોડી દીધી.





એકજ કુટુંબ

એક હતાં ડોશીમા. અવસ્થાને કાંઠે બેઠેલાં. સીમમાં ઘર. તે એક ઝુંપડાંમાં રહે અને ખાય, પીએ ને મઝા કરે.

ડોશીમાને ભાઈબંધ વાડીનો કૂતરો. ત્રણેય ટંક માજી જમવા બેસે ત્યારે સાદ પાડે: "ચમનીઆ, ચમનીઆ" ત્યાં તો કૂતરો આવીને ઊભો જ હોય. પૂંછડી પટપટાવે, માજી એના પર વ્હાલથી હાથ ફેરવે. એના મોઢા સામું જુએ, અને રોટલો નાખે અને પછી જમવા બેસે. ચમનીઓ પૂંછડી પટપટાવતો જાય અને ખાતો જાય. બંને સાથે ખાઈ રહે. બાકીનો દિવસ ડોશીમા માળા ફેરવે, હરિભજન કરે, અને આકાશ સામું જુએ અને લહેર કરે.

માજીની ઝૂંપડી પાસે વડલો હતો, આંબો હતો, વડલા ઉપર અને આંબા ઉપર રોજ નવાં નવાં

પક્ષીઓ આવે જાય. સવાર સાંજ એના કિલ્લો થાય. માજી આ બધું ધ્યાન દઈને જુએ, સાંભળે. માજીને ઘણીવાર મન થાય, આ બધા મારા ભાઇબંધ હોય તો? મારી પાસે ન આવે ? કેમ ન આવે ?

એક દિવસ એક કાબર આવીને માજીને ઝૂંપડે બેઠી. કલ કલ કલ કલ કરવા માંડી. માજીને થયું, ' આવી આવીને આ કાબર આવી ? પણ કાંઈ નહિ. કોઈ નહોતું આવતું એના કરતાં આ કાબર શું ખોટી છે ? ' માજીએ તો એને થોડાક દાણા નાખ્યા. કુંડામાં પાણી નાખ્યું.

વળતે દિવસે કાબરે તો ઈંડા મૂકયાં. બે રૂપાળાં ઈંડાં. કાબરે ચમનીઆને જોયો પણ કયાંય જવાય તેમ નહોતું. આખો દિવસ ત્યાં જ પડી રહે. બોલે નહિ ચાલે નહિ. ઇંડાની સંભાળ રાખ્યા જ કરે.

ચમનીઓ આઘોપાછો ગયો એટલે એ માજીની સામે આવી કલબલ કલબલ કરવા માંડી. માજીએ થોડા દાણા નાખ્યા. કાબરે તો ચણ્યા અને પાછીચાલી ગઇ.

એક દિવસ કાબર ચણુતી હતી અને ચમનીઓ આવી ગયો. કાબરને તો ભારે ફાળ પડી! જાણે

હમણાં પકડી ! પણ ચમનીએ ઝાંટ ન મારી. છાનો-માનો જઈ ઝૂંપડીને ખૂણે બેસી ગયો.

પછી તો કાબર રોજ ચણવા જાય. ચમનીઓ હોય તો પણ ચણવા જાય. ચમનીઓ ઉં કે ચૂં બોલે નહિ. કાબર તો બરાબર હળી ગઈ અને નિર્ભય પણ બની ગઈ.

વડલાં ઉપર પંખીઓ બેઠાં બેઠાં આ જોયા કરે. બે ચાર દિવસ થયા એટલે એક પારેવું આવ્યું. દાણા નાખેલા તે ચણ્યા. પાણી પીધું થોડીવાર ઘુઘુઘુ, ઘુઘુઘુ, કરી ચાલતું થયું.

માજીના હરખનો પાર રહ્યો નહિ. વળતે દિવસે તો એણે ચોકવાળીને દાણા છાંટયા અને એક સાફ કુંડામાં પાણી મૂકયું.

બીજે દિવસે એક પારેવું તો આવ્યું પણ સાથે એક ચકલી પણ લેતું આવ્યું. કાબર, પારેવું અને ચકલી સાથે દાણા ચણે. કાબરે કલબલ કલબલ કર્યું, પારેવાએ ઘુઘુઘુ કર્યું અને ચકલીએ ચીંચીં કર્યું.

આમ રોજ એકેક પંખી વધતું ગયું. મોર

આવ્યો, કળા કરીને નાચવા લાગ્યો. પોપટ આવી નાચવા લાગ્યો ને સક્કરખોરોયે આવ્યો. દેવ ચકલીય આવી અને અબાબિલ પણ આવ્યું. કાગડો આવ્યો ને લેલું અને નીલકંઠ આવ્યો. માજીના તો આનંદનો પારજ રહ્યો નહિ.



ડોશીમાએ તો ઝૂંપડી પાછળ બાંધી ને એક ચોક બનાવ્યો. રોજ ઊઠીને માજી ચણ નાખે. પંખીઓ ભેગાં થાય, ગીતો ગાય, ને કલરવ કરે. ડોશીમા તો માળાને પડતી મૂકી અને સાંભળવા બેસી જાય. સાથે ચમનીઓ પણ આવીને બેસે. ચમનીઓ જોયા કરે ને કાન દઈને બધું સાંભળે. કોઈ દિવસ કોઈ વહેલું કે કોઈ મોડું થયું હોય તો માજી મૂંઝાઈ ઉઠે અને ગાવા લાગે.

"આવો આવોને ચકલાં ચોકમાં દાણા નાખ્યા છે.
આવો આવો પારેવડાં ચોકમાં દાણા નાખ્યા છે."

આ સાંભળીને પક્ષીઓ માજીના ચોકમાં આવે. રોજ સવારે માજીના ચોકમાં:

મોર કળા કરી નાચે છે.
ચકલી ચીંચીં કરે છે.
કાબર કલબલ કરે છે.
કાગડા કૅાકૅા કરે છે.
હોલાં ઘુઘવે છે
પોપટ ગાય છે.
કોયલ ટહુકા કરે છે.
ચમનીઓ ભસે છે.
માજી રામનામ લે છે.

પણ જાણે બધાં એકજ છે. એકજ કુટુંબનાં છે.



# નવાબી ન્યાય

પીપરડી કરીને એક નવાબ સાહેબનું ગામ હતું. ત્યાંના દરબાર નવાબ. તે વખતે કાંઈ આજના જેવી કોર્ટો બહુ નહોતી.

ગામને કાંઈ દાદ ફરિયાદ હોય તો નવાબ સાહેબ પાસે સીધા જ જાય. કેસ ચલાવવાની આજની ભાંજગડ જેવું કશું જ નહિ. નવાબ સાહેબ વાત સાંભળીને મનમાં આવે તે ફેંસલો આપી દે.

એક વાર એક વાણિયો એક ગામથી બીજે ગામ જતો હતો. રસ્તામાં પીપરડી ગામ આવ્યું.

બપોરનો વખત હતો. ખેડૂતોએ કોસ–સાંતી છોડયાં હતાં. પંખીઓ સવારના માળે ભરાયાં હતાં.

વાણિયો કહે: "હાશ, માંડ ગામ આવ્યુ!" થોડે દૂર એક વાડી દેખાતી હતી. વાડીમાં લીલુંછમ દેખાતું હતું. વાણિયે કહ્યું: "એ વાડીએ ઉતારો કરું ને પોરો ખાઇ બપોર પછી ચાલીશ." વાણિયો ત્યાં ઉતર્યો. પાસેનું ભાથું છોડી ખાવા બેઠો. આંખ સામે મરચીએ મોટાં મોટાં મરચાં ઝૂલતાં હતાં. વાણિયાને

થયું: "લાવને, બે ચાર મરચાં તોડીને ખાઉં. ખેડૂત આવશે તો કહી દઇશ કે આટલા મરચાં તોડયાં છે ને જે કહેશે તે દામ ચૂકવી આપીશ." એણે તો ત્રણ મરચાં તોડયાં.

વાણિયો તો નિરાંતે ભાથું ખાય છે. ઝાડ નીચે બેઠો છે. ઠંડો પવન ચાલ્યો આવે છે. ત્યાં ખેડૂત આવ્યો ને બોલ્યો: "કેમ મરચાં તોડયાં?"

વાણિયો કહે: "સાંભળ ભાઈ, મેં તારાં ત્રણ મરચાં તોડયાં છે. તું કહે તે દામ આપું."

ખેડૂત ખિજાયો. તે બોલ્યો: "એવું ન હોય. ચાલ નવાબસાહેબ પાસે."

વાણિયે પૂરું ખાધું ન ખાધું ને ચાલ્યો નવાબસાહેબ પાસે.



"મરચાં તોડયાં?"

ખેડૂતે ફરિયાદ કરી: "સાહેબ બહાદુર, આ વાણિયાએ મારી વાડીમાંથી મરચાં તોડયાં!"

વાણિયો કાંઈ બોલે તે પહેલાં તો નવાબ સાહેબે ફરમાન કરી દીધું: "વાણિયો તારે ત્યાં રહે ને મરચી વાવે. એ મરચીને એણે લીધાં એટલાં મરચાં થાય ત્યારે એ છૂટો !"

વાણિયાનું કામ કામને ઠેકાણે રહ્યું ને ખેડૂતને ત્યાં કામે લાગવું પડ્યું !

( ૨ )

એક વખત એક વાણિયાને ખેડૂત સાથે સોદો થયો. વાણિયાએ ખેડૂતનો અમુક કપાસ લેવો ને એના બદલામાં ખેડૂતે અમુક અનાજ આપવું.

તે વખતે અનાજની લેવડદેવડ તોલથી તો ક્યાંક જ થતી. અમુક માપની થતી. વાણિયાએ ખેડૂતને અમુક પાલી અનાજ આપવાનું ઠરાવ્યું હતું.

મોસમ આવી. વાણિયાએ ખેડૂતનો કપાસ તપાસી લીધો.

હવે બદલામાં અનાજ આપવાનો વારો આવ્યો. વાણિયાએ ચાલાકી કરી. પાલી સીધી રાખવાને બદલે ઊંધી રાખીને ભરવા લાગ્યો. ઊંધી પાલીમાં તે

અનાજ કેટલુંક આવે? ખેડૂતે ઘણી ચડભડ કરી પણ વાણિયો તો એકનો બે ન થયો.

છેવટે બન્ને નવાબ પાસે ગયા. ખેડૂતે ફરિયાદ કરી: "સાહેબ બહાદુર, કાંઈ પાલીથી તે ભરતરી હોય? તો તો અનાજ શું આવે?"

વાણિયો કહે: "ત્યારે સીધી પાલીથી ભરતરી કરી દે તો આટલા કપાસનું આટલી પાલી અનાજ હોય?"

બન્નેની ચડભડ ચાલી.

છેવટે નવાબસાહેબે ન્યાય આપ્યો: "જાઓ, મારું યે રહ્યું ને તારું યે રહ્યું. આડી પાલીથી ભરીદો."

ખેડૂત કાંઈક બોલવા જતો હતો ત્યાં તો નવાબ સાહેબ બોલી ઉઠયા: "ન્યાય એ તો ન્યાય, એમાં ફેરફાર ન થાય."





## રસ્તા વચ્ચે ગધેડો

કામ પૂરું થયું કે કુંભારે ગધેડાને છોડી મૂકયો. ગધેડાને થયું: " હાશ, માંડ બચ્યા. "

કયાંકથી રાડાં, કયાંકથી કચરો ખાતો ખાતો ગધેડો બજારમાં આવ્યો. ચારે કોર ફર્યો ને જે મળ્યું તે ખાધું અને સારું ઠેકાણું જોઈ આરામ કરવા બેઠો ને મજેથી આડો પડયો.

થોડીવાર થઇ ત્યાં તો એક ડોશી નીકળ્યાં. મંદિરેથી દર્શન કરીને આવતાં હતાં. જરા ધ્યાનચૂક થઇને ગધેડાની સાથે પગ અથડાયો: "અરરર, આ જોને રસ્તા વચ્ચે યે ઘૂમે છે! કામ કરાવ્યું ને છોડી મૂકયા ! આ કુંભારને યે કોઈ પૂછવાનું છે? હવે ઘેર જઈ નહાઈશ ત્યારે કામ થશે...'

ગધેડો કહે: "આ વળી કેવો ન્યાય? એક તો લાત લગાવી ને પાછો આપણો દોષ!" પણ એ તો પાછો એના આરામે પડયો.



થોડીવારે અનાજની ગુણો ભરેલાં ગાડાં નીકળ્યાં. ગધેડો તો સૂતો છે. ગાડાવાળો ભલેને રા'ડો પાડે.

ગાડાવાળાએ ગાડું ઊભું રાખ્યું. હેઠે ઊતર્યો ને એક એવી પરોણી લગાવી કે પાછલો પગ ઉલાળતો ગધેડો આઘો ભાગ્યો. ગાડાં પસાર થઈ ગયાં ને ગધેડો વળી પાછો સૂતો.

પાછો તે વિચારે ચડયો, અહીં આરામ ન કરૂં તો કયાં કરૂં? કૂતરાં, ગાય, બકરાં, વાછરડાં બજારમાં ગમે ત્યાં બેસે, સૂવે ને મારો શો વાંક? કુંભારે મને છોડી મૂકયો છે. હું શા માટે અહીં ન બેસું?" એ તો બેઠો ને વધારે મોજથી આડો પડયો.

થોડીવાર થઈ ત્યાં તો એક મોટર નીકળી. ‘ ભોં... ભોં... ભોં... ભોં... ’ મોટર સાવ નજીક આવી



ગઇ પણ ગધેડો ઊઠયો નહિ. ગધેડે વિચાર્યું: “ આ વળી એને કાંઇક કાળું કાળું આવ્યું છે. ભાઈને ભૂંકતાં તો આવડતું નથી ને ભૂંકવાનો ડોળ કરે છે. ભલેને ભૂંકે, કોણ ઊઠે છે ! ”

‘ ભોં ભોં ભોં ’ મોટર સાવ પાસે આવી ગઇ. ગધેડો તો આડો પડયો છે. એણે તો એને ન ગણકારવાનો નિર્ણય કર્યો હતો.

મોટર ઊભી રહી. ડ્રાઈવરે નીચે ઉતરી “ ઊઠ, ઊઠ ” કહી ઘણા સિત્કારા કર્યા પણ ગધેડો તો પડયો હતો.

છેવટે એણે પગની એક એવી લાત લગાવી કે ગધેડાથી ઊઠયા વિના ન ચાલ્યું. “ અરે, આ તો લાત લગાવે છે. હવે તો માણસો યે લાત મારતાં

શીખી ગયાં છે" એમ વિચારીને ગધેડો દૂર ખસ્યો. મોટરે ફરી ભોં ભોં કર્યું ને રસ્તે પડી.

એને ભૂંકતાં શીખવવા માગતો હોય તેમ ગધેડો ભૂંકતો ભૂંકતો એની સામે કટાક્ષભરી નજરે જોઈ રહ્યો.





: સંપાદકો :

**સોમાભાઈ ભાવસાર : દિનેશ ઠાકોર**

અત્યારસુધી બહાર પડેલાં

## પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | કલમની પીંછીથી | ૦-૪-૦ |
| ૨ | હસતાં ફૂલડાં | ૦-૪-૦ |
| ૩ | હાસમ ચાલિસ | ૦-૪-૦ |
| ૪ | ભોળીઓમત | ૦-૪-૦ |
| ૫ | મુરલી | ૦-૮-૦ |
| ૬ | હડીંવડાં | ૦-૬-૦ |

<u>છપાય છે.</u>

| | | |
|---|---|---|
| ૭ | ધરતીનો બાળમેળો | ૦-૬-૦ |

: લવાજમ :

| દેશમાં | પરદેશમાં |
|---|---|
| ૨-૦-૦ | ૨-૮-૦ |

ગ્રાહકોને બે રૂપિયાના લવાજમે ઘેર બેઠાં પહોંચાડવામાં આવે છે.

: લખો :

**નવચેતન સાહિત્ય મંદિર : ભદ્ર : અમદાવાદ**